The more, I consider his life and his writings, the more I consider him to have been the best Indian of his times. Indeed, I put him much higher than Tolstoi in religions perception. Both Kavi and Tolstoi have lived as they have preached.

*—Mr. M. K. Gandhi.*

જેમ જેમ હું તેઓના જીવનનો અને તેઓના લખાણોનો વિશેષ વિચાર કરૂં છું, તેમ તેમ મારી વિશેષ પ્રતીતિ થાય છે કે, તેઓ એમના સમયના ઉચ્ચતમ હિંદી હતા. હું તેઓને ટૉલ્સ્ટોઇ કરતાં ધાર્મિક સંવેદક જ્ઞાનમાં વિશેષ ગણું છું. કવિ અને ટૉલ્સ્ટૉઇ બન્નેએ જેવા પ્રકારનો તેઓએ ઉપદેશ આપ્યો છે તે પ્રમાણેનુંજ ચારિત્ર પાળ્યું છે.

**—દેશભક્ત ગાંધી સાહેબ.**

ભાઈ કચરાભાઈ પુંજાભાઈ સ્મારક ગ્રંથમાળા.

# શ્રીમદ્ રાયચંદ્રનું રાજપદ્ય.

સંશોધકઃ—મનસુખલાલ રવજીભાઈ મહેતા.
ઝવેરી બજાર, મુંબઈ.

પ્રકાશક:

શાહ પુંજાભાઇ હીરાચંદ.

માણેકચોક, અમદાવાદ.



# શ્રી રાયચંદ્ર ચંદ્રિકા.

કાર્ત્તિકી પૂર્ણિમા, ૧૯૭૨.

પ્રથમ મુદ્રણ: ૧,૦૦૦. મૂલ્ય ૧૨ આના.

અમદાવાદ: ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

તીર્થસ્વરૂપ મુરબ્બી શ્રી મોહનદાસભાઇને.

## શ્રીમદ્ રાજ્યચન્દ્ર.

( મહીદીપ છન્દની ચાલ. )

દીનનો દયાળ છોડી કોને શરણુ જાઉં ? એ ગીતનો ઢાળ.

ધર્મનું સામ્રાજ્ય સદા હ્રદયમાં સુહાવે,
હ્રદય રાજ્યચન્દ્ર એ રસામૃત રેલાવે.
રસની રેલમાં વહી જીવિત સુરમ્ય મ્હાલે,
જીવિત રાજ્યચન્દ્ર પ્રાણની સુગન્ધ ફેલે.
રસ સુગન્ધ ચેતને જનજગ પાર્થિવ ઝૂલે,
આત્મ રાજ્યચન્દ્ર ત્યાં અપાર્થિવ પ્રફુલ્લે.

વડોદરાને રાજવડલે,
તા. ૧૪-૧૧-૧૫.

લલિત.

# પ્રસ્તાવના.

શ્રીમદ્ રાયચંદ્રનાં છૂટાં છવાયાં જે પદો મળી શક્યાં છે તે જનસમાજની સેવામાં રજુ કરૂં છું. તેઓનું જીવન બાલપણુથીજ ધાર્મિક હતું એટલે તેઓના લગભગ સઘળાં પદો ધાર્મિકજ છે.

ઈ૦ સ૦ ૧૮૮૬–૮૮ ની સાલ દરમ્યાન, માત્ર ઓગણીશ વર્ષની વયે શ્રીમદ્ મુંબઇ ઇલાકામાં શતાવધાની શીઘ્રકવિ તરીકે મશહુર થયા હતા, એટલે; કાઠિયાવાડમાં અને સકળ જૈન સમાજમાં તેઓનું 'કવિ' તરીકેનું નામ ઘરગતુ થઈ પડેલું છે; એટલે સુધી 'ઘરગતુ' થઇ પડયું છે કે, ધાર્મિક દિશામાં તેઓના વિચારોને અનુસરી ચાલનારાઓને પણ 'કવિના પંથના' નામથીજ સંબોધાય છે.

કવિ તરીકેની આવી નામના છતાં તેઓએ પોતાના જીવનમાં "લૌકિક કવિ" તરીકે મુદ્દલ પણ પ્રવૃત્તિ કરી નહોતી. "ધાર્મિક કવિ" તરીકે, પણ બહુજ થોડી પ્રવૃત્તિ કરી હતી, કારણ કે, તેઓના શબ્દોમાં કહીએ તો તેઓનો આત્મનિશ્ચય હતો કે.

નહીં ગ્રંથમાંહિ, જ્ઞાન ભાખ્યું, જ્ઞાન નહીં કવિ ચાતુરી;
... ... ... ... જ્ઞાન નહીં ભાષા ઠરી.

આ કારણથી, તેમ તેઓનો બીજો અખંડ અભિપ્રાય એ હતો કે,

"નહીં દે તું ઉપદેશકું, પ્રથમ લેહિ ઉપદેશ."

તે કારણથી આપણને આટલાંજ પદોની પ્રાસાદિ મળે છે.

આ પ્રાસાદિનો જો યથાર્થ વિચાર કરવામાં આવે તો તેમાં સર્વદર્શનો અને સર્વ શાસ્ત્રોનાં તત્ત્વો સમાઇ ગયેલાં અનુભવવામાં આવવાંજ જોઇએ.

શ્રી રાયચંદ્ર ચન્દ્રિકા,
કાર્તિકી પૂર્ણિમા ૧૯૭૨.
સત્યાગ્રહાશ્રમ, અમદાવાદ.

**મનસુખલાલ.**

## શ્રીમદ્ રાજચંદ્રનાં કેટલાંક સ્મરણો.

(અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?)

સાધુચરિત કવિ સ્મરણુ તમારાં શાં કરૂં ?
વિસ્મરણુનો ક્ષણુ એક નથી અવકાશ જો,
અહર્નિશ છે અંતરમાં યાદી આપની,
સદા ઉદિત ઉર ઉજ્જવલ પુણ્ય પ્રકાશ જો.

સાધુ ચરિત કવિ.

× × × ×

પુનીત પરૂણા થઈ ઉતર્યા અમ આંગણે,
અલ્પ સમય કીધો મનુકૂળમાં વાસ જો.
શુભ ઝરણ દૈવી રસનાં વહેતાં કરી,
ત્વરિત વળ્યાં કરી પૂરણુ આપ પ્રવાસ જો.

સાધુ ચરિત.

× × ×

શુષ્ક જીવન અમ રસ નિર્ભર સ્નેહે કરી,
સ્હેજે શિખવ્યો આત્મજીવનનો યોગ જો,
જે સુખનાં સ્વપ્નાં સાથે સરખાવતાં,
અલ્પ વસે ઉર ભુવનત્રયના ભોગ જો.

સાધુ ચરિત.

મેઘ રૂડા આણ્યા અમ ઉર મરૂક્ષેત્રમાં
ટહુકી સ્વર્ગીય મધુરા રાગ મલ્હાર જો.
નવપલ્લવતા અર્પી જીવનબાગમાં,
કીધાં અમને ઉન્નત અધિક ઉદાર જો.

સાધુ ચરિત.

ખ્યાલ કરૂં શું અદ્ભુત ન પ્રકાશનો,
પ્રતિક્ષણુ જેમાં વૃદ્ધિ અનંત સુહાય જો.
જ્ઞાનીના હારદને સમજે જ્ઞાનીઓ,
અનુભવ્યું મુજ પામરથી કયમ જાય જો.

સાધુ ચરિત.

આ આંખે રસભીના તમને ભાળીઆ,
અનુભવ નંદનવનના વિરલ વિહારી જો;
બાકી હૃદય વિહીન જયાં ત્યાં નજરે ચડે,
શુષ્ક જીવન ચરિતાપૂરમાં સંસારી જો.

સાધુ ચરિત. ૬

કથ્યું ન જાયે યદ્યપિ અહઃનિશ આપનું,
વિલસે અંતર ચાર ચિત્ર વિચિત્ર જો;
શેષ જીવન સંભારી સુખમાં ગાળશું,
સમિપ સમયના અનુભવ પરમ પવિત્ર જો.

સાધુ ચરિત. ૭

**સુશીલ.**

# જીવનિકા.

શ્રીમદ્ રાયચંદ્ર જ્યારે ૧૯ વર્ષના હતા ત્યારે હિંદના શતાવધાની કવિ તેઓ એકજ છે એવું માન મળ્યું હતું. અવધાન એટલે લક્ષ. શતાવધાન એટલે એકી વખતે સો વસ્તુપર ધ્યાન આપવું તે. એક કવિ જ્યારે પોતાની સ્મરણશક્તિમાં એક સો બાબતોનો સંગ્રહ કરી રાખે છે ત્યારે તે શતાવધાની કહેવાય છે. આ બાબતોમાં જુદી જુદી ભાષાઓની કવિતાઓ કે જેમાંના શબ્દો આડાઅવળા ક્રમમાં ગમે તેમ કહેવામાં આવે છે, અથવા શેતરંજ, પાનાં આદિ કેટલીક રમતો અને બીજી કેટલીક બાબતોનો સમાવેશ થાય છે. આ અવધાનક્રિયામાં ઘંટ વગાડવામાં આવે છે. તેના ટકોરા ગણતાં ગણતાં ગણિતના દાખલાઓ કરી આપે છે. કવિત્વની બક્ષીસ સાથેની—કારણ કે શતાવધાની કવિને પૂછેલી કવિતા તાત્કાલિક અને શિઘ્ર રીતે કરવી પડે છે—સ્મરણશક્તિનું આવી રીતે વ્યક્તત્વ વર્ણન કરતાં દૃષ્ટિએ જોયાથીજ તેનો ખરો ખ્યાલ આવી શકે છે.

શ્રીમદ્ રાયચંદ્ર, સ્મરણશક્તિનો કેટલો બધો વિકાસ કરી શકયા છે તેના અધ્યાત્મશાસ્ત્રદષ્ટયા પ્રત્યક્ષ ઉદાહરણરૂપ હતા. તેમના સ્તુતિકારો તેઓ આપણા સમય અને દેશના મહત્તમ નીતિશાસ્ત્રના ઉપદેશકોમાંના એક હતા એમ ગણતા; અને જૈનસમુદાયના સુશિક્ષિત પુરૂષો તેઓને આ પંચમકાલના એક ઉછરતા મહાન્ ફિલસુફ તરીકે લેખતા. તેઓનો જન્મ કાઠિયાવાડના વવાણિયા ગામમાં વણિકજ્ઞાતિમાં ૧૮૬૭ માં થયો હતો. નાનપણમાં જ્યારે તેઓ શાળામાં જતા ત્યારે તેઓએ અદ્‌ભુત સ્મરણશક્તિ દર્શાવી હતી. ૧૪ કે ૧૫ વર્ષની ઉમરે તેઓએ મોરબી જઇ મિત્રમંડળ પાસે અષ્ટાવધાન (એકી વખતે આઠ બાબતોમાં ચિત્ત રાખવાની ક્રિયા) કર્યાં. પછી આઠમાંથી બાર અવધાન કરવાની શક્તિ વધારી અને પછી તે બાર અવધાનો પ્રજા સમક્ષ કર્યા. તેમણે ધીમે ધીમે પોતાની સ્મરણશક્તિ એટલા બધા પ્રમાણમાં વધારી કે બારમાંથી સોલ અવધાન કર્યાં, સોળમાંથી બાવન

અવધાન કર્યાં અને અંતે સો અવધાન કર્યાં, અને આવી રીતે ઓગણીસ વર્ષની ઉમરે તેઓ શતાવધાની કવિ થયા. તેઓએ મુંબઇ જઇ પોતાની શતાવધાન કરવાની શક્તિ ફ્રામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટ અને અન્ય સ્થળોએ પ્રજા સન્મુખ કરી બતાવી. આ આશ્ચર્યભૂત સ્મરણશક્તિની ક્રિયાઓથી તેમને પ્રજાએ સુવર્ણચંદ્રક (ચાંદ) આપ્યો અને 'સાક્ષાત્ સરસ્વતી'નું બિરૂદ આપવામાં આવ્યું. પ્રસિદ્ધ સુધારક મિ. મલબારીએ ઉપરોક્ત શતાવધાનક્રિયા જોઇ પોતાના પત્ર નામે 'ઇન્ડિયન સ્પેકટેટર'માં તે વિષયે ઘણોજ સ્તુતિપ્રદર્શક લેખ લખ્યો અને તેમાં શ્રીમદ્‌ને "બુદ્ધિ અને સ્મરણશક્તિ અદ્‌ભુત રીતે ધરાવ-નાર" ( A prodigy of Intellect and Memory ) કહ્યા. આ પછી થોડાક વખતમાં મુંબઇની હાઇકોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિ સર ચાર્લ્સ સારજન્ટ, ડૉકટર પીટર્સન, મિ. યાજ્ઞિક અને અન્ય પ્રતિષ્ઠિત પુરૂષોની પ્રેરણાથી શ્રીમદ્‌ના શતાવધાન જોવાને માટે એક મહાન્ લોકસભા બોલવવાને વ્યવસ્થા કરવામાં આવી. આ અસાધારણ શક્તિ-વાળા યુવકની સ્તુતિ અને કદર લોકોએ અને પત્રવાળાઓએ ઉત્તમ રીતે પ્રદર્શિત કરી. સર ચાર્લ્સે તેમને યુરોપમાં જઈ ત્યાં પોતાની શક્તિઓ દર્શાવવાને ભલામણ કરી પણ તેઓ તેમ કરી શક્યા નહિ. કારણ કે તેમણે વિચાર્યું કે, યુરોપમાં પોતે જૈનધર્માનુસાર રહી શકે નહિ.

આવી રીતે સમગ્ર પ્રજામાં ખ્યાતિ થયા પછી તેમના પર એકાએક નવું પરિવર્તન આવ્યું હોય તેમ જણાયું. વીસ વર્ષની વયે પ્રજાની દૃષ્ટિમાંથી પૂર્ણ રીતે તેઓ અદશ્ય થયા. પોતાની શક્તિ અને બુદ્ધિબળનો ઉપયોગ પોતાના સમુદાયવર્ગમાં અને વિસ્તારથી સમગ્ર લોકને શિક્ષા અને જ્ઞાનબોધ આપવામાં કરવા માટે તેમણે નિશ્ચય કર્યો. તેઓ ઘણી નાની ઉમરથી અતિશય પરિમાણમાં વાંચ-નાર હતા. તેમણે ષડ્‌દર્શનની આલોચના કરી; અને તેની સાથે પૂર્વની વિશેષત: અને સામાન્યત: પશ્ચિમની ફિલસુફીનાં દર્શનો જોયાં. જો કે આશ્ચર્યકારક લાગશે, પરંતુ આ તો વાસ્તવિક સત્ય છે કે તેમને પુસ્તકને પૂર્ણ રીતે ગ્રહણ કરવાને ફક્ત એકજ વખત વાંચવાની જરૂર

રહેતી અને સંસ્કૃત અને પ્રાકૃતના નિયમિત અભ્યાસ વગર તેઓ તે ભાષામાંના પુસ્તકો મ્હોટા પંડિતોની પેઠે યથાર્થ રીતે સમજી શકતા અને બીજાને સમજાવી શકતા.

શ્રીમદ્‌ની એવી માનીનતા હતી કે ધનવાન અને સાંસારિક સારી સ્થિતિવાળો પુરૂષ સંસારનો ત્યાગ કરે તો પોતાના ચારિત્ર્યથી સંગીન હિત કરી શકે. જનસમાજ તેના શુદ્ધ હૃદય અને નિઃસ્વાર્થના સદ્‌ગુણુની ખાત્રી થવાથી તેના કહેવા પ્રમાણે દોરાવામાં ઘણીજ તત્પર રહે અને તેના ઉપદેશથી લાભ મેળવતી થાય. આવા વિચાર શ્રીમદ્‌ના હતા અને તેની સાથે જનસમાજ આગળ એક સાધુ અને ધાર્મિક નાયક તરીકે રજુ થવા યોગ્ય સ્થિતિમાં મૂકાયા નથી એમ તેઓ માનતા હતા; અને તેથીજ ગૃહસ્થદશાએજ જીવન ગાળવાનું ચાલુ રાખ્યું હતું. જ્યારે તેના આંતરિક વિચારો સંસારપ્રત્યે તદ્દન ઉદાસીન વર્તતા હતા.

જ્યારે શ્રીમદ્ ૨૧ વર્ષના હતા, ત્યારે તેમણે ધંધામાં પ્રયાણુ કર્યું; અને ઘણા ટુંક વખતમાં એક બાહોશ ઝવેરી તરીકેની નામના મેળવી. વધતા જતા વ્યાપારની ઉપાધિઓમાં પણુ ધર્મ અને તત્ત્વજ્ઞાનના પોતાના પ્રિય અભ્યાસમાં તેઓએ ખલેલ આવવા દીધી નહિ. પોતાના ઉદ્યોગરત જીવનમાં ચૂપકીદીથી જ્ઞાનવૃદ્ધિ કરતા હતા. તેમજ હમેશાં પુસ્તકોમાં ગુંથાયેલા રહેતા હતા. વળી, વર્ષમાં કેટલાક મહિનાઓ તો પોતે મુંબઈ છોડી ચાલ્યા જતા અને પોતાની પેઢીએ કહી જતા કે જ્યાંસુધી પોતે લખે નહિ ત્યાં સુધી કોઈએ પોતાની સાથે પત્રવ્યવહાર પણુ ચલાવવો નહિ. ગુજરાતના વનોમાં તેઓ એકાંતવાસ ગાળતા અને ત્યાં રહી ચિંતવન અને યોગમાં દહાડા અને અઠવાડીઆંઓ વ્યતીત કરતા. તેઓ રખેને પોતે ઓળખાઇ જાય અથવા પોતાના સ્થળની ખબર પડી જાય તેવી ધારતીથી ઘણા ગુપ્ત રહેવાનો હમેશ પ્રયાસ કરતા, છતાં તેઓ વારંવાર ઓળખાઈ જતા અને લોકોની મ્હોટી સંખ્યા તેમનાં ઉપદેશ અને શિક્ષાવચનો શ્રવણુ કરવાની જિજ્ઞાસાપૂર્વક તેમની પાછળ આવતી.

વ્યાપાર કર્યાને દશ વર્ષ થયા પછી તેમને લાગ્યું કે જે હેતુથી વ્યાપાર–ધંધામાં પ્રયાણ કર્યું હતું તે હેતુ તેઓએ પૂર્ણ કર્યો હતો. તેથી વ્યાપારીની સાથેનો સંબંધ નિવૃત્તવાની ઇચ્છા તેમણે જણાવી. જ્ઞાન, ધનસંપત્તિ, સાંસારિક પદવી, કૌટુંબિક સુખ ( કારણ કે તેમને હયાત માતાપિતા, એક પરિણીત બંધુ, ચાર પરિણીત બ્હેનો, સ્ત્રી, બે પુત્ર અને બે પુત્રીઓ હતી) પ્રાપ્ત કરી સંસારનો ત્યાગ કરી સાધુ–મુનિનું જીવન ગાળવાની તેમણે તૈયારી કરી. એટલામાં ૩૨ મા વર્ષની વયે તેમની શારીરિક પ્રકૃતિ નબળી પડી, અને રાજકોટ મુકામે ચૈત્રવદ ૫, ૧૯૫૭ (૧૯૦૧ ના એપ્રિલની ૯ મી તારીખે) તેઓએ શાંતિથી દેહ વિલય કર્યો.

છૂટી છવાયી કવિતા શિવાય તેમણે કેટલાંક પુસ્તકો લખ્યાં છે. તેમની **મોક્ષમાલા** ક્યારની પ્રસિદ્ધિ પામી ગઇ છે. આ ગ્રંથ જૈનધર્મની કુંચી સમાન છે. આ તેમણે સત્તર વર્ષની વયે રચ્યો હતો. ઉપરાંત **આત્મસિદ્ધિશાસ્ત્ર** તથા **પંચાસ્તિકાય** અને આત્માના વિષયપર કેટલાક નિબંધો છે. જૈનધર્મ તથા તેના તત્વજ્ઞાનનો મુખ્ય સિદ્ધાંત કર્મવાદ છે. કર્મવાદમાં તેમને અખંડ શ્રદ્ધા હતી. તેમણે આ કર્મવાદપર પ્રમાણો સાથે પુસ્તકો લખવાનો અને ભગવાન્ મહાવીરે પ્રકાશેલા સિદ્ધાંતોપર ગ્રંથમાલા લખવાનો વિચાર હતો, પરંતુ દુર્ભાગ્યે તેમ તેમનાથી લાંબી માંદગીને સબબે થઇ શક્યું નહિ. વળી તેમણે ધર્મના કેટલાક કઠિન સિદ્ધાંતો પ્રતિપાદિત કર્યા હતા.

શ્રીમદ્ રાયચંદ્ર દરેક રીતે લાક્ષણિક ચિન્હથી અંકિત પુરૂષ હતા એ દર્શાવવાને તેમની જીંદગીની ઉપર દર્શાવેલી લઘુ રેખા પૂરતી છે. તેમની માનસિક શક્તિઓ અદ્દ્ભૂત રીતે ચમત્કૃતિવાળી હતી, તેમજ તેમના ચારિત્ર્યની નૈતિક ઉન્નતિ ચકિત કરાવનાર હતી. સત્ય પ્રત્યે તેમનો આદર, વ્યાપારમાં અત્યંત ચીવટથી નૈતિક તત્વોને વળગી રહેવાનું વર્ત્તન, ગમે તેટલી વિરૂદ્ધતા છતાં જે ખરૂં તેઓ માનતા તે કરવાની તેમની નિશ્ચયવૃત્તિ, અને તેમનો કર્તવ્ય સંબંધે ઉચ્ચ આદર્શ જેઓ તેમના સહવાસમાં આવતા તેમનામાં પ્રેરણા કરી તેમને ઉન્નતિની શ્રેણિપર ચઢાવતા. તેમની બાહ્યાકૃતિ ડીમાકવાળી ન

હતી, પરંતુ આંતરિક શાંતિ અને ગાંભીર્ય તો તેમનાંજ હતાં. તેમનું ધર્મો તથા તત્વજ્ઞાન સંબંધી વિશાળ અને યથાસ્થિત જ્ઞાન, તેમની સમજાવવાની અદ્‌ભૂત શક્તિ, અને ઉપદેશ કરવાની તેમની દિવ્ય પદ્ધતિ હોવાથી તેમના ઉપદેશો પૂર્ણ લક્ષપૂર્વક સાંભળવામાં આવતા હતા. ઉશ્કેરનાર સંજોગો હોય ત્યારે પણ તેમનો આત્મસંયમ એટલો બધો પૂર્ણ હતો, તેમની મધ્યસ્થ રીતે સમજાવવાની શક્તિ એટલી બધી મહાન્ હતી, અને તેમની હાજરી એટલી બધી પ્રેરણાત્મક હતી કે જેઓ તેમની સાથે વાદવિવાદ કરી તેમની ઉપર જય મેળવવાની બુદ્ધિએ આવતા તેઓ તદન તેઓથી વશ થઇને તેમની આદરપૂર્વક સ્તુતિ કરતા જતા હતા.

હિંદની વર્તમાન દશાપર શ્રીમદ્ રાજચંદ્રને ખેદ થતો અને તે દૂર કરવાને હમેશાં ઇચ્છા ધરાવતા હતા. વર્તમાન સામાજિક અને રાજકીય પ્રશ્નોપરના તેમના વિચારો ઉદાર હતા.

બધા સુધારકોમાં જે સુધારક પવિત્રતમ આશયથી, અને દાંભિક વૃત્તિ વગર સુધારાનું કાર્ય કર્યા જાય છે તેમને શ્રીમદ્ ઉચ્ચતમ પંક્તિ આપતા. વર્તમાનકાલના ધર્મગુરૂઓનો દોષ એ કારણથી કાઢતા હતા કે તેઓ સ્વસંપ્રદાયના મોહથી આગ્રહી ઉપદેશ કરી કાલના ફેરફારનું લક્ષ રાખતા નથી. પોતાને પ્રભુના અવતાર તરીકે કહેવડાવવાની ઇચ્છાથી પોતાનું ખરૂં કર્તવ્ય વારંવાર ભૂલી જાય છે અને જે શક્તિ પોતાનામાં ન હોય છતાં તેનો દાવો કરવાનો ગર્વ રાખે છે. તેના પાછલાં વર્ષોમાં એ તો સ્પષ્ટ જણાતું હતું કે શ્રીમદ્ પોતાના જીવનનો સંદેશ ધર્મોપદેષ્ટા તરીકે આપવાની તૈયારી કરતા હતા. પરંતુ દુર્ભાગ્યે મરણે વચમાં પડી તે સંદેશ પૂર્ણ થતાં અટકાવ્યો છે, છતાં મુંબઇ ઇલાકાના જૈનોમાં એક નવીન જીવન ઉપજાવવામાં શ્રીમદ્ વિજય પામ્યા છે. સાધારણ રીતે એવું મનાય છે કે જો તેઓ વધુ વખત જીવ્યા હત તો હાલના જૈનધર્મની સંપૂર્ણ દશનક્રાંતિ કરી હત અને મહાન્ મહાવીરે જે વાસ્તવિક ઉપદેશ આપ્યો છે તે ઉપદેશ લોકોને શિખવ્યો હત. જૈન ધર્મના અનેક ગચ્છભેદો કાઢી નાંખી ભગવાન્ મહાવીરે સ્થાપેલો એક સામાન્ય ધર્મ સ્થાપવાનો તેઓનો વિચાર હતો.—**પાયોનિયર.**

# સૂચી.

# રાજપદ્ય.

૧

ગ્રંથારંભ પ્રસંગરંગ ભરવા,
કોડે કરૂં કામના,
બોધું ધર્મદ મર્મ ભર્મ હરવા,
છે અન્યથા કામના.

ભાખું મોક્ષ સુબોધ ધર્મધનના,
જોડે કથું કામના;
એમાં તત્વવિચાર સત્ય સુખદા,
પ્રેરો પ્રભુ કામના.

૧૬ મા વર્ષે:
વવાણીઆ.

૨

નાભીનંદન નાથ,
વિશ્વવંદન વિજ્ઞાની;
ભવબંધનના ફંદ,
  કરણ ખંડન સુખદાની.

ગ્રંથ પંથ આદ્યંત,
ખંત પ્રેરક ભગવંતા;
અખંડીત અરિહંત,
  તંતહારક જયવંતા.

શ્રી મરણહરણ તારણતરણ,
વિશ્વોદ્ધારણ અઘ હરે;
તે ઋષભદેવ પરમેશ પદ,
  રાયચંદ વંદન કરે.

૧૬ મા વર્ષે:
વવાણીઆ.

૩

ભિન્ન ભિન્ન મત દેખીએ,
ભેદ દૃષ્ટિનો એહ;
એક તત્ત્વના મૂળમાં,
વ્યાપ્યા માનો તેહ.

તેહ તત્ત્વરૂપ વૃક્ષનું,
આત્મધર્મ છે મૂળ;
સ્વભાવની સિદ્ધિ કરે,
ધર્મ તે જ અનુકૂળ.

પ્રથમ આત્મસિદ્ધિ થવા,
કરીએ જ્ઞાનવિચાર;
અનુભવી ગુરૂને સેવીએ,
બુધજનનો નિર્ધાર.

ક્ષણુ ક્ષણુ જે અસ્થિરતા,
અને વિભાવિક મોહ;
તે જેનામાંથી ગયા,
તે અનુભવી ગુરૂ જોય.

બાહ્ય તેમ અભ્યંતરે,
ગ્રંથ ગ્રંથિ નહીં હોય;
પરમ પુરૂષ તેને કહો,
સરળ દ્રષ્ટિથી જોય.

બાહ્ય પરિગ્રહ ગ્રંથિ છે,
અભ્યંતર મિથ્યાત્વ;
સ્વભાવથી પ્રતિકૂળતા–

૨૨ મા વર્ષે:
મુમ્બઈ.

૪

મોહનિભાવ વિચાર અધિન થઇ,
ના નિરખું નયને પરનારી.
પથ્થરતુલ્ય ગણું પરવૈભવ,
નિર્મળ તાત્વિક લોભ સમારી !

દ્વાદશવ્રત અને દીનતા ધરી,
સાત્વિક થાઉં સ્વરૂપ વિચારી;
એ મુજ નેમ સદા શુભ ક્ષેમક,
નિત્ય અખંડ રહો ભવહારી.

તે ત્રિશલાતનયે મન ચિંતવી,
જ્ઞાન, વિવેક, વિચાર વધારૂં;
નિત્ય વિશોધ કરી નવ તત્ત્વનો
ઉત્તમ બોધ અનેક ઉચ્ચારૂં.

સંશયબીજ ઉગે નહીં અંદર,
જે જિનનાં કથનો અવધારૂં;
રાજ્ય સદા મુજ એજ મનોરથ,
ધાર, થશે અપવર્ગ, ઉચ્ચારૂં.

નથી ધર્યો દેહ વિષય વધારવા;
નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા.

૧૭ મા વર્ષે:
વવાણીઆ.

૫

લઘુ વયથી અદ્દભુત થયો,
તત્ત્વજ્ઞાનનો બોધ;
એ જ સૂચવે એમ કે,
ગતિ અગતિ કાં શોધ?

જે સંસ્કાર થવો ઘટે,
અતિ અભ્યાસે કાંય;
વિના પરિશ્રમ તે થયો,
ભવશંકા શી ત્યાંય?

જેમ જેમ મતિઅલ્પતા,
અને મોહ ઉદ્યોત;
તેમ તેમ ભવશંકના,
અપાત્ર અંતર જ્યોત.

કરી કલ્પના દૃઢ કરે,
નાના નાસ્તિ–વિચાર;
પણ 'અસ્તિ' તે સૂચવે,
એ જ ખરો નિર્ધાર.

આ ભવ વણ ભવ છે નહીં,
એ જ તર્ક અનુકૂળ;
વિચારતાં પામી ગયા,
આત્મધર્મનું મૂળ.

૨૨ મા વર્ષે:
મુમ્બઈ.

૬

મારગ સાચા મિલ ગયા, છૂટ ગયે સંદેહ;
હોતા સો તો જલ ગયા,
ભિન્ન કિયા નિજ દેહ.

સમજ પિછેં સબ સરલ હૈ,
બિન સમજ મુશકીલ;
યે મુશકીલી કયા કહું ?

ખોજ પિંડ બ્રહ્માંડકા, પત્તા તો લગ જાય;
યેહિ બ્રહ્માંડિ બાસના,
જબ જાવે તબ

આપ આપકું ભુલ ગયા, ઇનસેં કયા અંધેર;
સમર સમર અબ હસત હૈં,
નહિં ભૂલેંગે ફેર.

જહાં કલપના જલપના, તહાં માનું દુઃખ છાંઈ,
ઘટે કલપના જલપના,
તબ વસ્તુ તિન પાઇ.

કયા ઇચ્છત ? ખોવત સબૈં, હૈ ઇચ્છા દુઃખમૂલ;
જબ ઇચ્છાકા નાશ તબ,
મિટે અનાદી ભૂલ.

ઐસી કહાંસે મતિ ભઈ, આપ આપ હૈ નાહિં.
આપનકું જબ ભૂલ ગયે,
અવર કહાંસેં લાઈ.

આપ આપ એ શોધસેં,
આપ આપ મિલ જાય;
આપ મિલન નય બાપકો;

૨૩ મા વર્ષ:
મુમ્બઈ.

૭

હોત આસવા પરિસવા,
નહિં ઇનમેં સંદેહ;
માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ, ભૂલ, ગયે ગત ઇહિ.

રચના જિનઉપદેશકી,
પરમોત્તમ તિનુ કાલ;
ઇનમેં સબ મત રહત હૈં, કરતેં નિજ સંભાલ.

જિન સોહી હૈ આતમા,
અન્ય હોઇ સો કર્મ;
કર્મ કટે જિનબચનસો, તત્વગ્યાનિકો મર્મ.

જબ જાન્યો નિજરૂપકોં,
તબ જાન્યો સબ લોક;
હોત ન્યૂનસેં ન્યૂનતા,

યહિ દિશાકી મૂઢતા, હૈ નહિં જિનપેં ભાવ;
જિનસેં ભાવ બિનુ કબૂ,
નહિં છૂટત દુઃખદાવ.

બ્યવહારસેં દેવ જિન, નિહચેસેં હૈ આપ;
યહિ બચનસેં સમજ લે;
જિનપ્રવચનકી છાપ,

યહિ નહીં હૈ કલ્પના, યેહી જહીં વિભંગ;
જબ જાગેંગે આતમા, તબ લાગેંગે રંગ.

૨૩ મા વર્ષે:
મુમ્બઈ.

૮

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો?
સર્વ સંબંધનું બંધન તિક્ષ્ણ છેદીને.
વિચરીશું કવ મહત્પુરૂષને પંથ જો?
અપૂર્વ અવસર૦

સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમહેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો.
અપૂર્વ અવસર૦

દર્શનમોહ વ્યતીત થઇ ઉપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાન જો;
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્ત્તે એવું શુદ્ધસ્વરૂપનું ધ્યાન જો.
અપૂર્વ અવસર૦

આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્ત્તે દેહપર્યંત જો;
ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો.
અપૂર્વ અવસર૦

સંયમના હેતુથી યોગપ્રવર્ત્તના,
સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા આધીન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં;
અંતે થાયે નિજસ્વરૂપમાં લીન જો.
અપૂર્વ અવસર૦

પંચ વિષયમાં રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;
દ્રવ્ય, ક્ષેત્રને કાળ ભાવ પ્રતિબંધવણ,
વિચરવું ઉદયાધીન પણ વીત લોભ જો.
અપૂર્વ અવસર૦

ક્રોધ પ્રત્યે તો વર્ત્તે ક્રોધસ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માન જો;
માયાપ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભપ્રત્યે નહીં લોભ સમાન જો.
અપૂર્વ અવસર૦

બહુ ઉપસર્ગકર્ત્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રિ તથાપિ ન મળે માન જો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો.
અપૂર્વ અવસર૦

નગ્નભાવ, મુંડભાવ સહ અસ્નાનતા,
અદંત ધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો;
કેશ, રોમ, નખ, કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો.
અપૂર્વ અવસર૦

શત્રુ મિત્રપ્રત્યે વર્ત્તે સમદર્શિતા,
માન અમાને વર્ત્તે તેજ સ્વભાવ જો;
જીવિત, કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્ત્તે સમભાવ જો.
અપૂર્વ અવસર૦

એકાકી વિચરતો વળી સ્મશાનમાં,
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો,
અડોલ આસન ને મનમાં નહીં ક્ષોભતા,
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો.
અપૂર્વ અવસર૦

ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહીં,
સરસ અન્ને નહીં, મનને પ્રસન્નભાવ જો;
રજકણ કે રિદ્ધિ વૈમાનિકદેવની,
સર્વે માન્યા પુદ્‌ગલ એક સ્વભાવ જો.
અપૂર્વ અવસર૦

એમ પરાજય કરીને ચારિત્રમોહનો,
આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો.
અપૂર્વ અવસર૦

મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહગુણસ્થાન જો;
અંત સમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઈ,
પ્રગટાવું નિજ કેવલજ્ઞાન નિધાન જો.
અપૂર્વ અવસર૦

ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવના બીજતણો આત્યંતિક નાશ જો;
સર્વભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો.
અપૂર્વ અવસર૦

વેદનીયાદિ ચાર કર્મ વર્ત્તે જહાં,
બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ્ પૂર્ણે મટિયે દૈહિક પાત્ર જો.
અપૂર્વ અવસર૦

મન વચન કાયા ને કર્મની વર્ગણા,
છુટે જહાં સકળ પુદ્‌ગળ સંબંધ જો;
એવું અયોગિ ગુણસ્થાનક ત્યાં વર્ત્તતુ,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો.
અપૂર્વ અવસર૦

એક પરમાણુમાત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણકલંકરહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરૂ લઘુ, અમૂર્ત્ત સહજપદરૂપ જો.
અપૂર્વ અવસર૦

પૂર્વપ્રયોગાદિ કારણના યોગથી,
ઉર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો;
સાદિ અનંત અનંત સમાધિ સુખમાં,
અનંત દર્શન, જ્ઞાન, અનંતસહિત જો.
અપૂર્વ અવસર૦

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન્ જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે?
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો.
અપૂર્વ અવસર૦

એહ પરમપદપ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજા વગરને હાલ મનોરથરૂપ જો;
તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
પ્રભુ આજ્ઞાએ થાશું તેજ સ્વરૂપ જો.
અપૂર્વ અવસર૦

૨૮ મા વર્ષે:
વવાણીઆ.

૯

ધન્ય રે દિવસ આ અહો,
જાગી રે શાંતિ અપૂર્વ રે;
દશ વર્ષે રે ધારા ઉલસી,
  મટયો ઉદયકર્મનો ગર્વ રે.
  ધન્ય રે દિવસ આ અહો.

ઓગણીસે ને એકત્રીસે,
આવ્યો અપૂર્વ અનુસાર રે;
ઓગણીસેં ને બેતાલીસે,
  અદ્‌ભુત વૈરાગ્યધાર રે.
  ધન્ય રે દિવસ આ અહો.

ઓગણીસેં ને સુડતાલીસે,
સમકીત શુદ્ધ પ્રકાશ્યું રે;
શ્રુત અનુભવ વધતી દશા,
  નિજ સ્વરૂપ અવભાસ્યું રે.
  ધન્ય રે દિવસ આ અહો.

ત્યાં આવ્યો રે ઉદય કારમો,
પરિગ્રહ કાર્ય પ્રપંચ રે;
જેમ જેમ તે હડસેલીએ,
  તેમ વધે ન ઘટે રંચ રે.
  ધન્ય રે દિવસ આ અહો.

વધતું એમજ ચાલિયું,
હવે દીસે ક્ષીણ કાંઈ રે;
ક્રમે કરીને રે તે જશે,
એમ ભાસે મનમાંહિ રે.
ધન્ય રે દિવસ આ અહો.

યથાહેતુ જે ચિત્તનો,
સત્ય ધર્મનો ઉદ્ધાર રે;
થશે અવશ્ય આ દેહથી,
એમ થયો નિરધાર રે.
ધન્ય રે દિવસ આ અહો.

આવી અપૂર્વ વૃત્તિ અહો,
થશે અપ્રમત્ત યોગ રે;
કેવળ લગભગ ભૂમિકા,
સ્પર્શીને દેહ વિયોગ રે.
ધન્ય રે દિવસ આ અહો.

અવશ્ય કર્મનો ભોગ છે,
ભોગવવો અવશેષ રે;
તેથી દેહ એક જ ધારીને,
જાશું સ્વરૂપ સ્વદેશ રે.
ધન્ય રે દિવસ આ અહો.

૨૯ મા વર્ષે:

મુમ્બઈ.

સોળ અને સત્તર વર્ષની મધ્યમાં શ્રીમદ્ રાયચંદ્રની અવધાન અવસ્થાનો પ્રારંભ થાય છે. પ્રથમ 'અષ્ટાવધાન,' પછી અનુક્રમે 'બાર,' 'સોળ,' 'બાવન' અને છેવટે 'શતાવધાન' પર્યંત સ્થિતિ કરી, એકવીશમા વર્ષે અવધાન કરવાનું સર્વથા બંધ કર્યું.

અવધાનની અન્યક્રિયાઓપ્રત્યે દૃષ્ટિ રાખી, પરસ્પર વિરૂદ્ધ પ્રસંગોની અવિરૂદ્ધ સંબંધ-દર્શક પાદપૂર્તિ કરતાં કે 'કાંકરો' 'પિચકારી' જેવા નિર્જીવ વિષયો પર શીઘ્રકાવ્યરચના કરતાં પણ વૃત્તિલક્ષ્ય, 'ધર્મ' અને 'વૈરાગ્ય' પ્રતિ સ્થિર થયેલ કાવ્યયોજના દર્શાવે છે.

૧૦

ધર્મવિના ધન ધામ, ધાન્ય ધૂળધાણી ધારો;
 ધર્મવિના ધરણીમાં, ધિક્કતા ધરાય છે.

ધર્મવિના ધીમંતની, ધારણાઓ ધોખો ધરે;
 ધર્મવિના ધર્યું ધૈર્ય, ધુમ્ર થૈ ધમાય છે.

ધર્મવિના ધરાધર, ધુતાશે ન ધામધુમે;
 ધર્મવિના ધ્યાની ધ્યાન, ઢોંગ ઢંગે ધાય છે;

ધારો ધારો ધવળ, સુધર્મની ધુરંધરતા;
 ધન્ય ધન્ય ધામે ધામે, ધર્મથી ધરાય છે.

એમ સુચવે કાંકરો,
 દિલ ખોલીને દેખ;
 મનખા કેરા મુજસમા,
વિના ધર્મથી લેખ.

સંસારમાં મન અરે! કયમ મોહ પામે ?
 વૈરાગ્યમાં ઝટ પડયે, ગતિ એ જ જામે;

માયા અહો! ગણી લહે દિલ આપ આવી,
 "આકાશ-પુષ્પથકી વંધ્યસુતા વધાવી."

બનાવી છે કેવી,
સુઘડ પિચકારી સુચવતી;
બધી જૂઠી માયા,
મનન કર એવું મનવતી.
નથી સાચી મારી,
ચટક સહુ શિક્ષા કથનમાં;
ઉરે ધારી જો જો,
વિનયઅરજી આ મથનમાં.

ગુચ્છાના ગુણ આ તમામ વદતા,
રક્ષા કરે જંતુની;
રાખે જાળવણી કરી શરીરની,
આવ્યા કને અંતુની.
રે! રક્ષા કરવી ઘટે શરણની,
એવું સદા સુચવે;
જો ઇચ્છો તરવા ભવીજન ધરો,
તો તો ગુચ્છો જે કવે.

વડોદરે વસેલ આ, સયાજીરાવ સાંભરે,
અધિપતિ નસીબની ગતિ વતી થયો ખરે!
ધણી છતાં મલ્હારરાવ,
કેદમાં ગયા અરે!
ગતિ વિચિત્ર કર્મની,
તું હર્ષ શોક શું ધરે?

૧૮ મા વર્ષે:

૧૧

શાંતિકે સાગર અરૂ, નીતિકે નાગર નેક;
  દયાકે આગર ગ્યાન, ધ્યાનકે નિધાન હો.

શુદ્ધ બુદ્ધિ બ્રહ્મચારી, મુખબાનિ પૂર્ણ પ્યારી;
  સજ્જનકે હિતકારી, ધર્મકે ઉદ્યાન હો.

રાગદ્વેષસેં રહિત, પરમ પુનીત નિત્ય;
  ગુનસેં ખચિત ચિત્ત, સજ્જન સમાન હો.

રાયચંદ્ર ધૈર્ય પાળ, ધર્મઢાલ ક્રોધકાલ;
  મુનિ તુમ આગે મેરે, પ્રનામ અમાન્ હો.—

માયા, માન, મનોજ, મોહ, મમતા, મિથ્યાત્ મોડી મુનિ,
  ઘોરી ધર્મ ધરેલ ધ્યાન ધરથી,
  ધારેલ ધૈર્ય ધુની;
છે સંતોષ સુશીલ સૌમ્ય સમતા, ને શીયળે ચંડના,
  નીતિ રાય દયા, ક્ષમાધર મુનિ,
  કોટી કરૂં વંદના.

જ્ઞાની કે અજ્ઞાનીજન, સુખ દુઃખરહિત ન કોય;
જ્ઞાની વેદે ધૈર્યથી, અજ્ઞાની વેદે રોય.
જન્મ જરા ને મૃત્યુ,
મુખ્ય દુઃખના હેતુ;
કારણ તેના બે કહ્યા,
રાગદ્વેષ અણુહેતુ.

૧૫ મા વર્ષે;
મોરબી:

૧૨

મોતીતણી માળા ગળામાં, મૂલ્યવંતી મલકતી,
હીરાતણા શુભ હારથી, બહુ કંઠકાંતિ ઝળકતી.

આભૂષણોથી ઓપતા,
ભાગ્યા મરણને જોઇને,
જન જાણીંએ મન માનીંએ,
નવ કાળ મૂકે કોઇને.

મણિમય મુગટ માથે ધરીને, કર્ણ કુંડળ નાખતા,
કાંચન કડાં કરમાં ધરી, કશીંએ કચાશ ન રાખતા.

પળમાં પડ્યા પૃથ્વીપતિ એ,
ભાન ભૂતળ ખોઇને,
જન જાણીંએ મન માનીંએ,
નવ કાળ મૂકે કોઇને.

દશ આંગળીમાં માંગળિક મુદ્રા જડિત માણિક્યથી,
જે પરમ પ્રેમે પે'રતા, પોંચી કળા બારીકથી.

એ વેઢ વીંટી સર્વ છોડી,
ચાલિયા મુખ ધોઇને,
જન જાણીંએ મન માનીંએ,
નવ કાળ મૂકે કોઇને.

મુછ વાંકડી કરી ફાંકડા થઇ, લીંબુ ધરતા તે પરે,
કાપેલ રાખી કાતરા, હર કોઈનાં હૈયાં હરે.

એ સાંકડીમાં આવિયા,
છટકયા તજી સહુ સોઇને,
જન જાણીએ મન માનીએ,
નવ કાળ મૂકે કોઇને.

છ ખંડના અધિરાજ જે, ચંડે કરીને નીપજ્યા,
બ્રહ્માંડમાં બળવાન થઇને, ભૂપ ભારે ઊપજ્યા.

એ ચતુર ચક્રી ચાલિયા,
હોતા નહોતા હોઇને,
જન જાણીએ મન માનીએ,
નવ કાળ મૂકે કોઇને.

જે રાજનીતિનિપુણતામાં, ન્યાયવંતા નીવડ્યા,
અવળા કર્યે જેના બધા, સવળા સદા પાસા પડ્યા.

એ ભાગ્યશાળી ભાગિયા તે,
ખટપટો સૈ ખોઇને,
જન જાણીએ મન માનીએ,
નવ કાળ મૂકે કોઇને.

તરવારબહાદુર ટેકધારી, પૂર્ણતામાં પેખિયા,
હાથી હણે હાથે કરી એ કેશરીસમ દેખિયા;

એવા ભલા ભડવીર તે,
અંતે રહેલા રોઈને,
જન જાણીએ મન માનીએ,
નવ કાળ મૂકે કોઇને.

૧૫ મા વર્ષે:
વવાણીઆ.

૧૩

સાહ્યબી સુખદ હોય, માનતણો મદ હોય,
  ખમા ખમા ખુદ હોય, તે તે કશા કામનું ?
જુવાનીનું જોર હોય, ઍશનો અંકોર હોય,
  દોલતનો દોર હોય, એ તે સુખ નામનું;
વનિતા વિલાસ હોય, પ્રૌઢતા પ્રકાશ હોય,
  દક્ષ જેવા દાસ હોય, હોય સુખ ધામનું;
વદે રાયચંદ એમ, સદ્ધર્મને ધાર્યા વિના,
  જાણી લે જે સુખ એ તો, બેએ જ બદામનું !
મોહ માન મોડવાને, ફેલપણું ફોડવાને,
  જાળફંદ તોડવાને, હેતે નિજ હાથથી;
કુમતિને કાપવાને, સુમતિને સ્થાપવાને,
  મમત્વને માપવાને, સકલ સિદ્ધાંતથી.
મહા મોક્ષ માણવાને, જગદીશ જાણવાને,
  અજન્મતા આણવાનેં, વળી ભલી ભાતથી.
અલૌકિક અનુપમ, સુખ અનુભવવાને,
  ધર્મ ધારણાને ધારો, ખરે ખરી ખાંતથી.
દિનકર વિના જેવો, દિનનો દેખાવ દીસે,
  શશિ વિના જેવી રીતે, શર્વરી સુહાય છે.

પ્રજાપતિ વિના જેવી, પ્રજા પુરતણી પેખો,
સુરસ વિનાની, જેવી, કવિતા કહાય છે.

સલીલ વિહીન જેવી, સરીતાની શોભા અને,
ભર્ત્તાર વિહીન જેવી, ભામિની ભળાય છે.

વદે રાયચંદ વીર, સદ્ધર્મને ધાર્યા વિના,
માનવી મહાન તેમ, કુકર્મી કળાય છે.

ચાતુરે ચોંપેથી ચાહી, ચિંતામણી ચિત્ત ગણે;
પંડિતો પ્રમાણે છે, પારસમણી પ્રેમથી.

કવિયો કલ્યાણકારી, કલ્પતરૂ કથે જેને;
સુધાનો સાગર કથે, સાધુ શુભ ક્ષેમથી.

આત્મના ઉદ્ધારને, ઉમંગથી અનુસરો જો;
નિર્મળ થવાને કાજે, નમો નીતિ નેમથી.

વદે રાયચંદ વીર, એવું ધર્મરૂપ જાણી;
ધર્મવૃત્તિ ધ્યાન ધરજે, વિલખો ન વેગથી.

૧૫ મા વર્ષે:
વવાણીઆ.

૧૪

જળ હળ જ્યોતિસ્વરૂપ તું,
કેવળ કૃપાનિધાન;
  પ્રેમ પુનિત તુંજ પ્રેરજે,
  ભય ભંજન ભગવાન.

નિત્ય નિરંજન નિત્ય છો,
ગંજન ગંજ ગુમાન;
  અભિવંદન અભિવંદના,
  ભય ભંજન ભગવાન.

ધર્મ ધરણ તારણ તરણ,
શરણ ચરણ સન્માન;
  વિઘ્નહરણ પાવન કરણ,
  ભય ભંજન ભગવાન.

ભદ્ર ભરણ ભીતિ હરણ,
સુધા ઝરણ શુભવાન;
  ક્લેશ હરણ ચિંતા ચુરણ,
  ભય ભંજન ભગવાન.

અવિનાશી અરિહંત તું,
એક અખંડ અમાન;
  અજર અમર અણુજન્મ તું,
  ભય ભંજન ભગવાન.

આનંદી અપવર્ગિ તું,
અકળ ગતી અનુમાન;
આશિષ અનુકૂળ આપજે,
ભય ભંજન ભગવાન.

નિરાકાર નિર્લેપ છો,
નિર્મળ નીતિ નિધાન;
નિર્મોહક નારાયણા,
ભય ભંજન ભગવાન.

સચરાચર સ્વયંભૂ પ્રભૂ,
સુખદ સોંપજે સાન;
સૃષ્ટિનાથ સર્વેશ્વરા,
ભય ભંજન ભગવાન.

સંકટ શોક સકળ હરણ,
નૈતમ જ્ઞાન નિદાન;
ઇચ્છા વિકળ અચળ કરો,
ભય ભંજન ભગવાન.

આધિ વ્યાધિ ઉપાધિને,
હરો તંત તોફાન;
કરૂણાળુ કરૂણા કરો,
ભય ભંજન ભગવાન.

કિંકરની કંકર મતિ,
ભૂલ ભયંકર ભાન;
શંકર તે સ્નેહે હરો,
ભય ભંજન ભગવાન.

શક્તિ શિશુને આપશો,
ભક્તિ મુક્તિનું દાન;
તુજ જુક્તિ જાહેર છે,
ભય ભંજન ભગવાન.

નીતિ પ્રીતિ નમ્રતા,
ભલી શક્તિનું ભાન;
આર્ય પ્રજાને આપશો,
ભય ભંજન ભગવાન.

દયા શાંતિ ઔદાર્યતા,
ધર્મ મર્મ મન ધ્યાન;
સંપ જંપ વણ કંપ દે,
ભય ભંજન ભગવાન.

હર આળસ એદીપણું,
હર અઘ ને અજ્ઞાન;
હર ભ્રમણા ભારત તણી,
ભય ભંજન ભગવાન.

તનમન ધનને અન્નનું,
દે સુખ સુધા સમાન;
આ અવનીનું કર ભલું,
ભય ભંજન ભગવાન.

વિનય વિનંતિ રાયની,
ધરો કૃપાથી ધ્યાન;
માન્ય કરો મ્હારાજને,
ભય ભંજન ભગવાન.

૧૬ મા વર્ષે:
મોરબી.

૧૫

વિદ્યુતલક્ષ્મી પ્રભુતાપતંગ,
આયુષ્ય તે તો જળના તરંગ;
 પુરંદરી ચાપ અનંગ રંગ,
 શું રાચીએ ત્યાં ક્ષણનો પ્રસંગ !

સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી,
આરાધ્ય આરાધ્ય પ્રભાવ આણી;
 અનાથ એકાંત સનાથ થાશે,
 એના વિના કોઇ ન બાંહ્ય સ્હાશે.

શરીરમાં વ્યાધિ પ્રત્યક્ષ થાય,
તે કોઈ અન્યે લઇ ના શકાય;
 એ ભોગવે એક સ્વ આત્મ પોતે,
 એકત્વ એથી નય સુજ્ઞ ગોતે.

ના મારાં તન રૂપ કાંતિ યુવતિ,
ના પુત્ર કે ભ્રાત ના,
ના મારાં ભૃત સ્નેહિયો સ્વજન કે,
 ના ગોત્ર કે જ્ઞાત ના;

ના મારાં ધન ધામ યૌવન ધરા,
એ મોહ અજ્ઞાત્વના,
રે ! રે ! જીવ વિચાર એમજ સદા,
 અન્યત્વદા ભાવના.

રાણી સર્વ મળી સુચંદન ઘસી, ને ચર્ચવામાં હતી,
બૂઝચો ત્યાં કકળાટ કંકણુતણો, શ્રોતી નમી ભૂપતી;
સંવાદે પણુ ઇંદ્રથી દૃઢ રહ્યો, એકત્વ સાચું કર્યું,
એવા એ મિથિલેશનું ચરિત આ, સંપૂર્ણ અત્રે થયું.

ખાણુ મૂત્રને મળની,
રોગ જરાનું નિવાસનું ધામ;
કાયા એવી ગણીને,
માન ત્યજીને કર સાર્થક આમ.

દેખી આંગલિ આપ એક અડવી, વૈરાગ્ય વેગે ગયા,
છાંડી રાજસમાજને ભરતજી, કૈવલ્ય જ્ઞાની થયા;
ચોથું ચિત્ર પવિત્ર એજ ચરિતે, પામ્યું અહીં પૂર્ણતા;
જ્ઞાનીનાં મન તેહ રંજન કરો, વૈરાગ્યભાવે યથા.

અનંત સૌખ્ય નામ દુઃખ, ત્યાં રહી ન મિત્રતા !
અનંત દુઃખ નામ સૌખ્ય, પ્રેમ ત્યાં–વિચિત્રતા ! !
ઉઘાડ ન્યાય નેત્રને,
નિહાળ રે ! નિહાળ તું;
નિવૃત્તિ શીઘ્રમેવ ધારી,
તે પ્રવૃત્તિ બાળ તું.

જ્ઞાન, ધ્યાન વૈરાગ્યમય,
ઉત્તમ જહાં વિચાર;
એ ભાવે શુભ ભાવના,
તે ઉતરે ભવપાર.

૧૭ મા વર્ષે:
વવાણીઆ:

૧૬

શુભ શીતળતામય છાંય રહી,
મનવાંછિત જ્યાં ફળપંક્તિ કહી;
જિન ભક્તિ ગ્રહો તરૂકલ્પ અહો,
ભજીને ભગવંત ભવંત લહો.

નિજ આત્મસ્વરૂપ મુદા પ્રગટે,
મન તાપ ઉતાપ તમામ મટે;
અતિ નિર્જરતા વણ દામ ગ્રહો,
ભજિને ભગવંત ભવંત લહો.

સમભાવિ સદા પરિણામ થશે,
જડમંદ અધોગતિ જન્મ જશે;
શુભ મંગળ આ પરિપૂર્ણ ચહો,
ભજિને ભગવંત ભવંત લહો.

શુભ ભાવવડે મન શુદ્ધ કરો,
નવકાર મહા પદને સમરો;
નહિ એહ સમાન સુમંત્ર કહો,
ભજિને ભગવંત ભવંત લહો.

કરશો ક્ષય કેવળ રાગ કથા,
ધરશો શુભ તત્ત્વસ્વરૂપ યથા;
નૃપચંદ્ર પ્રપંચ અનંત દહો,
ભજિને ભગવંત ભવંત લહો.

૧૭ મા વર્ષે:
વવાણીઆ.

૧૭

હે ભગવાન્!। હું બહુ ભૂલી ગયો,।
મેં તમારા। અમૂલ્ય વચનોને।
લક્ષમાં લીધાં નહીં.।

તમારાં કહેલાં। અનુપમ તત્વનો।
મેં વિચાર કર્યો નહીં.।

તમારા પ્રણીત કરેલા।
ઉત્તમ શીળને। સેવ્યું નહીં,।

તમારા કહેલાં। દયા, શાંતિ,।
ક્ષમા। અને પવિત્રતા।
મેં ઓળખ્યા નહીં.।

હે ભગવાન્!। હું ભૂલ્યો,।
આથડયો,। રઝળ્યો।
અને અનંત સંસારની।
વિટમ્બણામાં પડયો છું,।

હું પાપી છું,। હું બહુ મદોન્મત્ત।
અને કર્મ રજથી કરીને। મલીન છું.।

હે પરમાત્મા !। તમારાં કહેલાં। તત્ત્વો વિના।
મારો મોક્ષ નથી.।

હું નિરંતર। પ્રપંચમાં પડયો છું.।
અજ્ઞાનથી અંધ। થયો છું.।

મારામાં। વિવેકશક્તિ નથી,।
અને હું મૂઢ છું,। નિરાશ્રિત છું,। અનાથ છું।

નિરાગી પરમાત્મા !' હવે હું તમારૂં,'
તમારા ધર્મનું' અને તમારા મુનિનું' શરણ ગ્રહું છું.'

મારા અપરાધ' ક્ષય થઇ'
હું તે સર્વ' પાપથી મુક્ત થઉં,'
એ મારી' અભિલાષા છે.'

આગળ કરેલાં' પાપોનો હું હવે'
પશ્ચાત્તાપ કરૂં છું.'

જેમ જેમ' હું સૂક્ષ્મ વિચારથી' ઉંડો ઉતરૂં છું,'
તેમ તેમ' તમારા તત્ત્વના' ચમત્કારો'
મારા સ્વરૂપનો' પ્રકાશ કરે છે.'

તમે નિરાગી, નિર્વિકારી, સત્‌ચિદાનંદ સ્વરૂપ,
સહજાનંદી અનંતજ્ઞાની,
અનંતદર્શી અને ત્રૈલોક્ય પ્રકાશક છો.

હું માત્ર મારા હિતને અર્થે
તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું.

એક પળ પણ તમારા કહેલાં
તત્ત્વની શંકા ન થાય;
તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું;
એજ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ.

હે સર્વજ્ઞ ભગવાન! તમને હું વિશેષ શું કહું.
તમારાથી કાંઈ અજાણ્યું નથી.
માત્ર પશ્ચાત્તાપથી હું કર્મજન્ય
પાપની ક્ષમા ઇચ્છું છું.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

૧૭ મા વર્ષે;
વવાણીઆ:

૧૮

હતી દીનતાઇ ત્યારે તાકી પટેલાઇ અને,
મળી પટેલાઇ ત્યારે તાકી છે શેઠાઇને;
સાંપડી શેઠાઇ ત્યારે તાકી મંત્રિતાઇ અને,
આવી મંત્રિતાઈ ત્યારે તાકી નૃપતાઇને.
મળી નૃપતાઇ ત્યારે તાકી દેવતાઇ અને,
દીઠી દેવતાઇ ત્યારે તાકી શંકરાઇને;
અહો ! રાજચંદ્ર માનો માનો શંકરાઇ મળી (!)
વધે તૃષ્ણાઇ તોય જાય ન મરાઇને.

કરોચલી પડી દાઢી ડાચાંતણો દાટ વળ્યો,
કાળી કેશપટી વિષે શ્વેતતા છવાઇ ગઈ;
સુંઘવું સાંભળવું ને દેખવું તે માંડી વાળ્યું,
તેમ દંત–આવલી તે, ખરી, કે ખવાઇ ગઈ;
વળી કેડ વાંકી હાડ ગયાં અંગરંગ ગયો,
ઉઠવાની આય જતાં લાકડી લેવાઈ ગઈ;
અરે ! રાજચંદ્ર એમ, યુવાની હરાઇ પણ,
મનથી ન તોય રાંડ, મમતા મરાઈ ગઇ.

કરોડોના કરજના, શીર પર ડંકા વાગે,
રોગથી રૂંધાઇ ગયું, શરીર સૂકાઇને;
પુરપતિ પણ માથે, પીડવાને તાકી રહ્યો,
પેટ તણી વેઠ પણ, શકે ન પુરાઇને;
પિતૃ અને પરણી તે, મચાવે અનેક ધંધ,
પુત્ર, પુત્રી ભાખે ખાઉં ખાઉં દુઃખદાઇને,
અરે! રાજચંદ્ર તોય જીવ ઝાવા દાવા કરે,
જંજાળ છંડાય નહીં તજી જીવ તૃષ્ણાઇને.

થઇ ક્ષીણ નાડી અવાચક જેવો રહ્યો પડી,
જીવન દીપક પામ્યો કેવળ ઝંખાઇને;
છેલી ઇસે પડયો ભાળી ભાઇએ ત્યાં એમ ભાખ્યું,
હવે ટાઢી માટી થાય તો તો ઠીક ભાઇને;
હાથને હલાવી ત્યાં તો ખીજી બુઢે સૂચવ્યું એ,
બોલ્યા વિના બેશ બાળ તારી ચતુરાઇને!
અરે! રાજચંદ્ર દેખો દેખો આશાપાશ કેવો!
જતાં ગઈ નહીં ડોસે મમતા મરાઇને!

૧૭ મા વર્ષં:
વવાણીઆ.

૧૯

મંત્ર તંત્ર ઔષધ નહીં,
જેથી પાપ પળાય;
વીતરાગ વાણી વિના,
અવર ન કોઈ ઉપાય.

અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નયનિક્ષેપે વ્યાખ્યાની છે;

સકળ જગત્ હિતકારિણી મોહ હારિણી,
તારિણી ભવાબ્ધિ મોક્ષચારિણી પ્રમાણી છે.

ઉપમા આપ્યાની જેને, તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજ મતિ મપાઈ મેં માની છે;

અહો ! રાજચંદ્ર બાલ, ખ્યાલ નથી પામતા એ,
જિનેશ્વર તણી વાણી, જાણી તેણે જાણી છે !

વચનામૃત વીતરાગનાં,
પરમશાંત રસ મૂળ;
ઔષધ જે ભવ રોગનાં,
કાયરને પ્રતિકૂળ.

૧૭ મા વર્ષે:
વવાણીઆ.

૨૦

તપોપધ્યાને રવિરૂપ થાય,
એ સાધિને સોમ રહી સુહાય;
મહાન તે મંગળ પંક્તિ પામે;
આવે પછી તે બુધનાં પ્રણામે.
નિર્ગ્રંથજ્ઞાતા ગુરૂ સિદ્ધ દાતા,
કાં તો સ્વયં શુક્ર પ્રપૂર્ણ ખ્યાતા;
ત્રિયોગ ત્યાં કેવળ મંદ પામે;
સ્વરૂપ સિદ્ધે વિચરી વિરામે.

૧૭ મા વર્ષ:
વવાણીઆ:

## ૨૧

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું,
દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું,
ભાજન છું કરૂણાળ.

શુદ્ધ ભાવ મુજમાં નથી,
નથી સર્વ તુજ રૂપ;
નથી લઘુતા કે દીનતા,
શું કહું પરમ સ્વરૂપ?

નથી આજ્ઞા ગુરૂદેવની,
અચળ કરી ઉરમાંહિ;
આપતણો વિશ્વાસ દ્રઢ,
ને પરમાદર નાંહિ.

જોગ નથી સત્સંગનો,
નથી સત્ સેવા જોગ;
કેવળ અર્પણતા નથી,
નથી આશ્રય અનુયોગ.

'હું પામર શું કરી શકું',
એવો નથી વિવેક;
ચરણ શરણ ધીરજ નથી,
મરણ સુધીની છેક.

અચિંત્ય તુજ મહાત્મનો,
નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો,
ન મળે પરમ પ્રભાવ.

અચળરૂપ આસક્તિ નહિ,
નહિ વિરહનો તાપ;
કથા અલભ્ય તુજ પ્રેમની,
નહિ તેનો પરિતાપ.

ભક્તિમાર્ગ પ્રવેશ નહિ,
નહિ ભજન દૃઢ ભાન;
સમજ નહિ નિજધર્મની,
નહિ શુભ દેશે સ્થાન.

કાળદોષ કળિથી થયો,
નહિ મર્યાદા ધર્મ;
તોય નહિ વ્યાકુળતા,
જુઓ પ્રભુ મુજ કર્મ.

સેવાને પ્રતિકુળ જે,
તે બંધન નથી ત્યાગ;
દેહેંદ્રિય માને નહિ,
કરે બાહ્ય પર રાગ.

તુજ વિયોગ સ્ફુરતો નથી,
વચન નયન યમ નાંહિ;
નહિ ઉદાસ અનભક્તથી,
તેમ ગૃહાદિક માંહી.

અહંભાવથી રહિત નહિ,
સ્વધર્મ સંચય નાંહિ;
નથી નિવૃતિ નિર્મળપણે,
અન્ય ધર્મની કાંઈ.

એમ અનંત પ્રકારથી,
સાધન રહિત હુંય;
નહીં એક સદ્ગુણ પણ,
મુખ બતાવું શુંય?

કેવળ કરૂણા-મૂર્ત્તિ છો,
દીનબંધુ દીનનાથ;
પાપી પરમ અનાથ છું,
ગ્રહો પ્રભુજી હાથ.

અનંત કાળથી આથડયો,
વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરૂસંતને,
મૂકયું નહિ અભિમાન.

સંત ચરણ આશ્રય વિના,
સાધન કર્યા અનેક;
પાર ન તેથી પામિયો,
ઉગ્યો ન અંશ વિવેક.

બહુ સાધન બંધન થયાં,
રહ્યો ન કોઈ ઉપાય;
સતસાધન સમજયો નહિ,
ત્યાં બંધન શું જાય.

પ્રભુ, પ્રભુ લય લાગી નહિ,
પડયો ન સદ્દગુરૂ પાય;
દીઠા નહિ નિજ દોષ તો,
તરિયે કોણ ઉપાય ?

અધમાધમ અધિકો પતિત,
સકળ જગતમાં હુંય;
 એ નિશ્ચય આવ્યા વિના,
 સાધન કરશે શુંય?

પડી પડી તુજ પદપંકજે,
ફરિ ફરિ માગું એજ;
 સદ્‌ગુરૂ સંત, સ્વરૂપ તુજ,
 એ દ્રઢતા કરિ દેજ.

ભાદરવા સુદ ૮, ૧૯૪૭.

૨૪ મા વર્ષે:

રાળજ.

## ૨૨

યમ નિયમ સંયમ આપ કિયો,
પુનિ ત્યાગ બિરાગ અથાગ લહ્યો;
વનવાસ લિયો મુખ મૌન રહ્યો,
દ્રઢ આસન પદ્મ લગાય દિયો.

મનપૌન નિરોધ સ્વબોધ કિયો,
હઠજોગ-પ્રયોગ સુતાર ભયો
જપ ભેદ જપે તપ ત્યૌંહિ તપે,
ઉરસેંહિ ઉદાસિ લહી સબપેં.

સબ શાસ્ત્રન કે નય ધારિ હિયે,
મતમંડન ખંડન ભેદ લિયે;
વહ સાધન બાર અનંત કિયો,
તદપી કછુ હાથ હજુ ન પર્યો.

અબ ક્યોં ન બિચારત હે મનસેં,
કછુ ઓર રહા ઉન સાધનસેં ?
બિન સદ્‌ગુરૂ કોય ન ભેદ લહે,
મુખ આગલ હેં કહ બાત કહે ?

કરૂના હમ પાવત હે તુમકી,
વહ બાત રહી સુગુરૂ ગમકી
પલમેં પ્રગટે મુખ આગલસેં,
જબ સદ્‌ગુરૂચર્ન સુપ્રેમ વસે.

તનસેં, મનસેં, ધનસેં સબસેં,
ગુરૂદેવકિ આન સ્વઆત્મ વસેં;
તબ કારજ સિદ્ધ બને અપનો,
રસ અમૃત પાવહિ પ્રેમ ઘનો.

વહ સત્ય <u>સુધા</u> દરશાવહિંગે,
ચતુરંગુલ હે દ્રગસેં મિલહે;
રસદેવ નિરંજનકો પિવહી,
ગહિ જોગ જુગોજુગ સો જીવહી.

પરપ્રેમ પ્રવાહ બઢે પ્રભુસેં,
સબ આગમ ભેદસુ ઉર બસેં;
વહ કેવલકો બિજ ગ્યાનિ કહે,
નિજકો અનુભૌ બતલાઇ દિયે.

૧૯૪૭ ભાદરવા સુદ ૮,
૨૪ મા વર્ષે:
રાળજ.

૨૩

બહુ પુણ્યકેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે ! ભવચક્રનો, આંટો નહીં એકે ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે, કાં અહો રાચી રહો ?

લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો ?
શું કુટુંબ કે પરિવારથી વધવાપણું, એ નય ગ્રહો.
વધવાપણું સંસારનું નરદેહને હારી જવો,
એનો વિચાર નહિ અહોહો ! એક પળ તમને હવો !!!

નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે;
એ દિવ્ય શક્તિમાન જેથી, જંજિરેથી નીકળે !!
પર વસ્તુમાં નહિ મુંઝવો, એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે, પશ્ચાત્ દુઃખ તે સુખ નહિ.

હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારૂં ખરૂં?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરહરૂં?
એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનનાં સિદ્ધાંતતત્ત્વ અનુભવ્યાં.

તે પ્રાપ્ત કરવા વચન કોનું, સત્ય કેવળ માનવું?
નિર્દોષ નરનું કથન માનો, 'તેહ' જેણે અનુભવ્યું,
રે! આત્મ તારો! આત્મા તારો!, શીઘ્ર એને ઓળખો;
સર્વાત્મમાં સમદૃષ્ટિ ઘો,
આ વચનને હૃદયે લખો.

૧૭ મા વર્ષે:
વવાણીઆ.

૨૪

ધર્મતત્ત્વ જો પૂછ્યું મને,
તો સંભળાવું સ્નેહે તને;
જે સિદ્ધાંત સકળનો સાર,
સર્વ માન્ય સહુને હિતકાર.

ભાખ્યું ભાષણમાં ભગવાન,
ધર્મ ન બીજો દયા સમાન;
અભયદાન સાથે સંતોષ,
દ્યો પ્રાણીને, દળવા દોષ.

સત્ય શિળને સઘળાં દાન,
દયા હોઇને રહ્યાં પ્રમાણ;
દયા નહીં તો એ નહીં એક,
વિના સૂર્ય કિરણ ન દેખ.

પુષ્પપાંખડી જ્યાં દૂભાય,
જિનવરની ત્યાં નહીં આજ્ઞાય;
સર્વ જીવનું ઇચ્છો સુખ,
મહાવીરની શિક્ષા મુખ.

સર્વ દર્શને એ ઉપદેશ,
એ એકાંતે નહીં વિશેષ;
સર્વ પ્રકારે જિનનો બોધ;
દયા દયા નિર્મળ અવિરોધ !

એ ભવતારક સુંદર રાહ,
ધરિયે તરિયે કરી ઉત્સાહ;
ધર્મ સકળનું એ શુભ મૂળ,
એ વણ ધર્મ સદા પ્રતિકૂળ.

તત્ત્વરૂપથી એ ઓળખે,
તે જન પ્હોંચે શાશ્વત સુખે;
શાંતિનાથ ભગવાન પ્રસિદ્ધ,
રાજચંદ્ર કરૂણાએ સિદ્ધ.

૧૭ મા વર્ષેઃ
વવાણીઆ.

૨૫

નિરખીને નવયૌવના, લેશ ન વિષય નિદાન;
ગણે કાષ્ટની પૂતળી, તે ભગવાન સમાન.

આ સઘળા સંસારની, રમણી નાયકરૂપ;
એ ત્યાગી, ત્યાગ્યું બધું, કેવળ શોક સ્વરૂપ.

એક વિષયને જીતતાં, જીત્યો સૌ સંસાર;
નૃપતિ જીતતાં જીતિયે, દળ, પૂર ને અધિકાર.

વિષયરૂપ અંકૂરથી, ટળે જ્ઞાન ને ધ્યાન;
લેશ મદીરાપાનથી, છાકે જ્યમ અજ્ઞાન.

જે નવ વાડ વિશુદ્ધથી, ધરે શિયળ સુખદાઈ;
ભવ તેનો લવ પછી રહે, તત્ત્વવચન એ ભાઇ.

સુંદર શીયળ સુરતરૂ, મન વાણી ને દેહ;
જે નરનારી સેવશે, અનુપમ ફળ લે તેહ.

પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન;
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન.

૧૭ મા વર્ષ:
વવાણીઆ.

૨૬

લોક પુરુષ સંસ્થાને કહ્યો,
એનો ભેદ તમે કંઈ લહ્યો ?
  એનું કારણ સમજ્યા કાંઈ,
  કે સમજાવ્યાની ચતુરાઈ.

શરીર પરથી એ ઉપદેશ,
જ્ઞાન, દર્શન કે ઉદ્દેશ;
  જેમ જણાવો, સુણિયે તેમ,
  કાં તો લઇએ દઇએ ક્ષેમ.

શું કરવાથી પોતે સુખી,
શું કરવાથી પોતે દુઃખી;
  પોતે શું ? ક્યાંથી છે આપ,
  એનો માગો શીઘ્ર જવાપ.

જ્યાં શંકા ત્યાં ગણ સંતાપ,
જ્ઞાન તહાં શંકા નહીં સ્થાપ;
પ્રભુ–ભક્તિ ત્યાં ઉત્તમ જ્ઞાન,
પ્રભુ મેળવવા ગુરુ ભગવાન.

ગુરુ ઓળખવા ઘટ વૈરાગ્ય,
તે ઉપજવા પૂર્વિક ભાગ્ય,
તેમ નહીં તો કંઈ સત્સંગ,
તેમ નહીં તો કંઈ દુઃખરંગ.

જે ગાયો તે સઘળે એક,
સકળ દર્શને એ જ વિવેક;
સમજાવ્યાની શૈલી કરી,
સ્યાદવાદ સમજણ પણ ખરી.

મૂળ સ્થિતિ જો પૂછો મને,
તો સોંપી દઉં યોગી કને;
પ્રથમ અંતને મધ્યે એક,
લોકરૂપ અલોકે દેખ.

જીવાજીવ સ્થિતિને જોઈ,
ટળ્યો ઓરતો શંકા ખોઈ;
એમ જ સ્થિતિ ત્યાં નહીં ઉપાય,
"ઉપાય કાં નહીં" શંકા જાય.

એ આશ્ચર્ય જાણે તે જાણ,
જાણે જ્યારે પ્રકટે ભાણ;
સમજે બંધમુક્તિયુક્ત જીવ,
નિરખી ટાળે શોક સદૈવ.

બંધયુક્ત જીવ કર્મ સહિત,
પુદ્‌ગળરચના કર્મ ખચિત;
 પુદ્‌ગળજ્ઞાન પ્રથમ લે જાણ,
 નર દેહે પછી પામે ધ્યાન.

જો કે પુદ્‌ગળનો એ દેહ,
તોપણ ઓર સ્થિતિ ત્યાં છેહ;
 સમજાણ બીજી પછી કહીશ,
 જ્યારે ચિત્તે સ્થિર થઈશ.

જહાં રાગ અને વળી દ્વેષ,
તહાં સર્વદા માનો કલેશ;
 ઉદાસીનતાનો જ્યાં વાસ,
 સકળ દુઃખનો છે ત્યાં નાશ.

સર્વ કાળનું છે ત્યાં જ્ઞાન,
દેહ છતાં ત્યાં છે નિર્વાણ;
 ભવ છેવટની છે એ દશા,
 રામ ધામ આવીને વસ્યા.

ફાલ્ગુન વદ ૧, ૧૯૪૬.
૨૩ મા વર્ષે મુંબઈ.

૨૭

જડ ને ચૈતન્ય બન્ને દ્રવ્ય તો સ્વભાવ ભિન્ન,
સુપ્રતિતપણે બન્ને જેને સમજાય છે.

સ્વરૂપ ચેતન નિજ જડ છે સંબંધ માત્ર,
અથવા તે જ્ઞેય પણ પરદ્રવ્યમાંય છે.

એવો અનુભવનો પ્રકાશ ઉલ્લાસિત થયો,
જડથી ઉદાસી તેને આત્મવૃત્તિ થાય છે.

કાયાની વિસારી માયા, સ્વરૂપે સમાયા એવા,
નિર્ગ્રંથનો પંથ ભવ અન્તનો ઉપાય છે.

દેહ જીવ એકરૂપે ભાસે છે અજ્ઞાન વડે,
ક્રિયાની પ્રવૃત્તિ તેથી તેમ પણ થાય છે.

જીવની ઉત્પત્તિ અને રોગ શોક દુઃખ મૃત્યુ,
દેહનો સ્વભાવ જીવ પદમાં જણાય છે.

એવો જે અનાદિ એક રૂપનો મિથ્યાત્વભાવ,
જ્ઞાનીના વચન વડે દુર થઈ જાય છે.

ભાસે જડ ચૈતન્યના પ્રગટ સ્વભાવ ભિન્ન,
બન્ને દ્રવ્ય નિજ નિજ રૂપે સ્થિત થાય છે.

૨૨ મા વર્ષે:
વવાણીઆ:

૨૮

બિના નયન પાવે નહીં,
બિના નયનકી બાત;
સેવે સદ્‌ગુરૂકે ચરન,
સો પાવે સાક્ષાત.

બુઝી ચહત જો પ્યાસકો,
હૈ બુઝનકી રીત;
પાવે નહિ ગુરૂગમ બિના,
એહી અનાદિ સ્થીત.

એહિ નહિ હે કલ્પના,
એહિ નહિ વિભંગ;
કયિ નર પંચમકાલમેં,
દેખી વસ્તુ અભંગ.

નહિ દે તું ઉપદેશકૂં,
પ્રથમ લેહિ ઉપદેશ;
સબસે ન્યારા અગમ હૈ,
વો જ્ઞાનીકા દેશ.

જપ તપ, ઔર વ્રતાદિ સબ,
તહાં લગી ભ્રમરૂપ;
જહાં લગી નહિ સંતકી,
પાઈ કૃપા અનુપ.

પાયાકી એ બાતહૈ,
નિજ છંદનકો છોડ;
પીછે લાગ સત્પુરૂષકે,
તો સબ બંધન તોડ.

જડભાવે જડ પરિણમે,
ચેતન ચેતન ભાવ;
કોઇ કોઇ પલટે નહીં,
છોડી આપ સ્વભાવ.

જડ તે જડ ત્રણ કાળમાં,
ચેતન ચેતન તેમ;
પ્રગટ અનુભવરૂપ છે,
સંશય તેમાં કેમ ?

જો જડ છે ત્રણ કાળમાં,
ચેતન ચેતન હોય;
બંધ મોક્ષ તો નહિ ઘટે,
નિવૃતિ પ્રવૃતિ ન હોય.

બંધ મોક્ષ સંયોગથી,
જ્યાં લગ આત્મ અભાન;
પણ ત્યાગ સ્વભાવનો,
ભાખે નિજ ભગવાન.

વર્ત્તે બંધપ્રસંગમાં,
તે નિજપદ અજ્ઞાન;
પણ જડતા નહિ આત્મને,
એ સિદ્ધાંત પ્રમાણ.

ગ્રહે અરૂપી રૂપીને,
એ અચરજની વાત;
જીવ બંધન જાણે નહિ,
કેવો જિનસિદ્ધાંત.

પ્રથમ દેહ દ્રષ્ટિ હતી,
તેથી ભાસ્યો દેહ;
હવે દ્રષ્ટિ થઇ આત્મમાં,
ગયો દેહથી નેહ.

જડ, ચેતન સંયોગ આ,
ખાણ અનાદિ અનંત;
કોઇ ન કર્ત્તા તેહનો,
ભાખે જિન ભગવંત.

મૂળ દ્રવ્ય ઉત્પન્ન નહિ,
નહિ નાશ પણ તેમ;
અનુભવથી તે સિદ્ધ છે,
ભાખે જિનવર એમ.

હોય તેહનો નાશ નહિ,
નહિ તેહ નહિ હોય;
એક સમય તે સૌ સમય,
ભેદ અવસ્થા જોય.

પરમ પુરૂપ પ્રભુ સદ્‌ગુરૂ,
પરમજ્ઞાન સુખ ધામ;
જેણે આપ્યું ભાન નિજ,
તેને સદા પ્રણામ.

૨૪ મા વર્ષે:
રાળજ.

૨૯

મૂળ મારગ સાંભળો જિનનો રે.
કરી વૃત્તિ અખંડ સન્મુખ,
મૂળ મારગ સાંભળો જિનનો રે.

નો'ય પૂજાદિની જો કામના રે,
નો'ય વ્હાલું અંતર ભવદુઃખ.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

કરી જો જો વચનની તુલના રે,
જો જો શોધીને જિન સિદ્ધાંત.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

માત્ર કહેવું પરમાર્થ હેતુથી રે,
કોઇ પામે મુમુક્ષુ વાત.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

જ્ઞાન, દર્શન, ચારિત્રની શુદ્ધતા રે,
એકપણે અને અવિરૂદ્ધ.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

જિન મારગ તે પરમાર્થથી રે,
એમ કહ્યું સિદ્ધાંતે બુદ્ધ.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

લિંગ અને ભેદો જે વૃતના રે,
દ્રવ્ય દેશ કાળાદિ ભેદ.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

પણ જ્ઞાનાદિની જે શુદ્ધતા રે,
તે તો ત્રણે કાળે અભેદ.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

હવે જ્ઞાન દર્શનાદિ શબ્દનો રે,
સંક્ષેપે સુણો પરમાર્થ.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

તેને જોતાં વિચારિ વિશેષથી રે,
સમજાશે ઉત્તમ આત્માર્થ.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

છે દેહાદિથી ભિન્ન આત્મા રે,
ઉપયોગી સદા અવિનાશ.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

એમ જાણે સદ્ગુરૂ ઉપદેશથી રે,
કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

જે જ્ઞાને કરીને જાણિયું રે,
તેની વર્તી છે શુદ્ધ પ્રતીત,
મૂળ મારગ સાંભળો જિનનો રે.

કહ્યું ભગવંતે દર્શન તેહને રે,
જેનું બીજું નામ સમકીત.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

જેમ આવી પ્રતીતિ જીવની રે,
જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ.
મૂળ મારગ સાંભળો જિનનો રે.

તેવો સ્થિર સ્વભાવ તે ઉપજે રે,
નામ ચારિત્ર તે અણુલિંગ.
  મૂળ મારગ સાંભળો જિનનો રે.

તે ત્રણે અભેદ પરિણામથી રે,
જ્યારે વર્ત્તે તે આત્મરૂપ.
  મૂળ મારગ સાંભળો જિનનો રે.

તેહ મારગ જિનનો પામિયો રે,
કિંવા પામ્યો તે નિજ સ્વરૂપ.
  મૂળ મારગ સાંભળો જિનનો રે.

એવા મૂળ જ્ઞાનાદિ પામવા રે,
અને જવા અનાદિ બંધ.
  મૂળ મારગ સાંભળો જિનનો રે.

ઉપદેશ સદ્ગુરુનો પામવા રે,
ટાળી સ્વછંદને પ્રતિબંધ.
  મૂળ મારગ સાંભળો જિનનો રે.

એમ દેવજિનંદે ભાખિયું રે,
મોક્ષ માર્ગનું શુદ્ધ સ્વરૂપ.
  મૂળ મારગ સાંભળો જિનનો રે.

ભવ્ય જનોના હિતને કારણે રે,
સંક્ષેપે કહ્યું સ્વરૂપ.
  મૂળ મારગ સાંભળો જિનનો રે.

૩૦

જિનવર કહે છે જ્ઞાન તેને,
સર્વ ભવ્યો સાંભળો—

જો હોય પૂર્વ ભણેલ નવ પણ,
જીવને જાણ્યો નહીં,
તો સર્વ તે અજ્ઞાન ભાખ્યું,
સાક્ષી છે આગમ અહીં.

એ પૂર્વ સર્વ કહ્યા વિશેષે,
જીવ કરવા નિર્મળો.
જિનવર કહે છે જ્ઞાન તેને,
સર્વ ભવ્યો સાંભળો.

નહીં ગ્રંથમાંહિ જ્ઞાન ભાખ્યું,
જ્ઞાન નહીં કવિ—ચાતુરી;
નહીં મંત્ર તંત્રો જ્ઞાન દાખ્યાં,
જ્ઞાન નહીં ભાષા ઠરી;
નહીં અન્ય સ્થાને જ્ઞાન ભાખ્યું,
જ્ઞાન જ્ઞાનીમાં કળો;
જિનવર કહે છે જ્ઞાન તેને,
સર્વ ભવ્યો સાંભળો.

આ જીવને આ દેહ,
એવો ભેદ જો ભાસ્યો નહીં;
પચખાણ કીધાં ત્યાં સુધી,
મોક્ષાર્થ તે ભાખ્યાં નહીં.
એ પાંચમે અંગે કહ્યો,
ઉપદેશ કેવળ નિર્મળો;
જિનવર કહે છે જ્ઞાન તેને,
સર્વ ભવ્યો સાંભળો.

કેવળ નહીં બ્રહ્મચર્યથી,
કેવળ નહીં સંયમ થકી,
પણ જ્ઞાન કેવળથી કળો;
જિનવર કહે છે જ્ઞાન તેને,
સર્વ ભવ્યો સાંભળો.

શાસ્ત્રો વિશેષ સહીત પણ,
જો જાણિયું નિજરૂપને;
કાં તેહવો આશ્રય કરજો,
ભાવથી સાચા મને,
તો જ્ઞાન તેને ભાખિયું,
જો સમ્મતિ આદિ સ્થળો;
જિનવર કહે છે જ્ઞાન તેને,
સર્વ ભવ્યો સાંભળો.

આઠ સમિતિ જાણીએ જો,
જ્ઞાનીના પરમાર્થથી;
તો જ્ઞાન ભાખ્યું તેહને,
અનુસાર તે મોક્ષાર્થથી.

નિજ કલ્પનાથી કોટી શાસ્ત્રો,
માત્ર મનનો આમળો;
જિનવર કહે છે જ્ઞાન તેને,
સર્વે ભવ્યો સાંભળો.

ચાર વેદ પુરાણ આદિ.
શાસ્ત્ર સૌ મિથ્યાત્વના;
જ્યાં નંદિસૂત્રે ભાખિયાં છે,
ભેદ જ્યાં સિદ્ધાંતના.
પણ જ્ઞાનીને તે જ્ઞાન ભાસ્યાં,
એજ ઠેકાણે ઠરો;
જિનવર કહે છે જ્ઞાન તેને,
સર્વે ભવ્યો સાંભળો.

વ્રત નહીં પચખાણ નહીં,
નહીં ત્યાગ વસ્તુ કોઇનો;
પણ પદ્મ તીર્થંકર થશે,
શ્રેણિક ઠાણંગ જોઈ લ્યો;

છેદો અનંતા.

સં૦ ૧૯૫૨, આસો,
૨૯ મા વર્ષે
આનંદ.

## ૩૧

૧ જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રીસદ્‌ગુરૂ ભગવંત.

૨ વર્ત્તમાન આ કાળમાં, મોક્ષમાર્ગ બહુ લોપ;
વિચારવા આત્માર્થીને, ભાખ્યો અત્ર અગોપ્ય.

૩ કોઇ ક્રિયાજડ થઇ રહ્યા, શુષ્કજ્ઞાનમાં કોઈ;
માને મારગ મોક્ષનો, કરૂણા ઉપજે જોઇ.

૪ બાહ્ય ક્રિયામાં રાચતાં, અંતર્ભેદ ન કાંઈ;
જ્ઞાનમાર્ગ નિષેધતા, તેહ ક્રિયાજડ આંહિ.

૫ બંધ મોક્ષ છે કલ્પના, ભાખે વાણીમાંહિ;
વર્ત્તે મોહાવેશમાં, શુષ્કજ્ઞાની તે આંહિ.

૬ વૈરાગ્યાદિ સફલ તો, જો સહ આતમજ્ઞાન;
તેમજ આતમજ્ઞાનની, પ્રાપ્તિતણાં નિદાન.

૭ ત્યાગ, વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન;
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજભાન.

૮ જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ.

૯ સેવે સદ્‌ગુરૂચરણને, ત્યાગી દઇ નિજપક્ષ;
પામે તે પરમાર્થને, નિજપદનો લે લક્ષ.

૧૦ આત્મજ્ઞાન, સમદર્શિતા, વિચરે ઉદયપ્રયોગ;
અપૂર્વવાણી, પરમશ્રુત, સદ્‌ગુરૂલક્ષણ યોગ.

૧૧ પ્રત્યક્ષસદ્‌ગુરૂ સમ નહીં, પરોક્ષજિન ઉપકાર;
એવો લક્ષ થયા વિના, ઉગે ન આત્મવિચાર.

૧૨ સદ્‌ગુરૂના ઉપદેશવણ, સમજાય ન જિનરૂપ;
સમજ્યાવણ ઉપકાર શો ? સમજ્યે જિનસ્વરૂપ.

૧૩ આત્માદિ અસ્તિત્વના, જેહ નિરૂપક શાસ્ત્ર;
પ્રત્યક્ષ સદ્‌ગુરૂયોગ નહીં, ત્યાં આધાર સુપાત્ર.

૧૪ અથવા સદ્‌ગુરૂએ કહ્યાં, જે અવગાહન કાજ;
તે તે નિત્ય વિચારવાં, કરી મતાંતર ત્યાજ.

૧૫ રોકે જીવ સ્વછંદ તો, પામે અવસ્ય મોક્ષ;
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ.

૧૬ પ્રત્યક્ષ સદ્‌ગુરૂયોગથી, સ્વછંદ તે રોકાય;
અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય.

૧૭ સ્વછંદ, મત આગ્રહ તજી, વર્ત્તે સદ્‌ગુરૂલક્ષ,
સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ.

૧૮ માનાદિક શત્રુ મહા, નિજછંદે ન મરાય;
જાતાં સદ્‌ગુરૂશરણમાં, અલ્પ પ્રયાસે જાય.

૧૯ જે સદ્‌ગુરૂ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન;
ગુરૂ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન.

૨૦ એવો માર્ગ વિનયતણો, ભાખ્યો શ્રી વીતરાગ;
મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઇ સુભાગ્ય.

૨૧ અસદ્ગુરૂએ વિનયનો, લાભ લહે જો કાંઇ;
મહામોહનીય કર્મથી, બુડે ભવજળ માંહિ.

૨૨ હોય મુમુક્ષુ જીવ તે, સમજે એહ વિચાર;
હોય મતાર્થી જીવ તે, અવળો લે નિર્ધાર.

૨૩ હોય મતાર્થી તેહને, થાય ન આતમલક્ષ;
તેહ મતાર્થી લક્ષણો, અહીં કહ્યાં નિર્પક્ષ.

૨૪ બાહ્યત્યાગ પણ જ્ઞાન નહીં, તે માને ગુરૂ સત્ય;
અથવા નિજકુળધર્મના, તે ગુરૂમાંજ મમત્વ.

૨૫ જે જિનદેહપ્રમાણને, સમવસરણાદિ સિદ્ધિ;
વર્ણન સમજે જિનનું, રોકિ રહે નિજબુદ્ધિ.

૨૬ પ્રત્યક્ષસદ્ગુરૂયોગમાં, વર્ત્તે દૃષ્ટિ વિમુખ;
અસદ્ગુરૂને દૃઢ કરે, નિજમાનાર્થે મુખ્ય.

૨૭ દેવાદિ ગતિ ભંગમાં, જે સમજે શ્રુતજ્ઞાન;
માને નિજમતવેષનો, આગ્રહ મુક્તિનિદાન.

૨૮ લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન;
ગ્રહે નહીં પરમાર્થને, લેવા લૌકિક માન.

૨૯ અથવા નિશ્ચયનય ગ્રહે, માત્ર શબ્દની માંય;
લોપે સદ્વ્યવહારને, સાધન રહિત થાય.

૩૦ જ્ઞાનદશા પામ્યો નહીં, સાધનદશા ન કાંઇ;
પામે તેનો સંગ જે, તે બુડે ભવમાંહિ.

૩૧ એ પણ જીવ મતાર્થમાં, નિજમાનાદિ કાજ;
પામે નહીં પરમાર્થને, અન અધિકારીમાંજ.

૩૨ નહીં કષાયઉપશાંતતા, નહીં અંતર્વૈરાગ્ય;
સરળપણું ન મધ્યસ્થતા, એ મતાર્થી દુર્ભાગ્ય.

